



શ્રી

# દેવી માતાના ગરબા

## તથા આરતીઓ.





પટેલ મણીલાલ [illegible]ભાઈ.

મુકામ વટવા તાલુકે દસ્ક્રોઇ જીલ્લે અમદાવાદ.

[illegible] પ્રસિદ્ધ કરનાર,

વોરા. જસુ [illegible] રેવાશંકર અમદાવાદ.

અમદાવાદમાં પાનકોરના નાકે "મનહર પ્રીન્ટિંગ પ્રેસ"માં

મોતીલાલ ગણપતરામે છાપ્યા.

આવૃત્તિ ૧ લી. પ્રત ૧૦૦૦.

સંવત ૧૯૬૮. સને ૧૯૧૨.

કીંમત. રૂ. ૦-૨-૦

# દેવી માતાના ગરબા.

## મંગળાચરણ.

નમિએ કરજોડી માતું તને.
બ્રહ્મ કુલની તું અધિષ્ટાત્રી જય જય જય જય ગાયત્રી
નમિએ. નમિએ. નમિએ. નમિએ.
વિમળ મતિ છે. સુકૂળ કૃતિદે.
સર્વદા તુજ ચરણુ ગતિ દે.
અતિ આનંદે સ્મરિએ તમને નમિએ.

## સ્તુતિ.

જય જય હે પરમ કૃપાળુ.
ઇશ્વરી તુજ ગહન ગતિછે, કૃતિ સુમતિ દે દુરમતિહરી જય.
ક્રાન્તી શાન્તી રૂપે વ્યાપી, બુદ્ધિ શુદ્ધિ હૃદય સ્થાપી
ભ્રાન્તિને વિશ્રાન્તિ આપી, વાદ અરી પ્રમાદ કાપી.
જ્ઞાન ધ્યાન દે ગરૂડ વાહીની, ચીત રહે ચરણુ સદાય ખરે જય.

## રાગ. પરજ (૧)

ધન્ય છે દેવી માતનેરે, પાવન કરી ગુજરાત,
દાસો દરસન આપીયાં, મળ્યાં પોતે સાક્ષાત. ધન્યછે ૧
દરશન કરવા આવતાંરે, ટળે ત્રિવિધીનાં તાપ,

દુઃખ ટળ્યાં મારાં આ વખતે, મળ્યાં માતાજી માબાપ. ધન્ય છે. ૨
ધન ઘડી ધન આજ તીરે, ધન્ય છે આજનો દીન,
માતાજીનાં દરસન કરવાથી, થઈ ગયા છે પાવન. ધન્ય છે. ૩
બેઉ કરજોડી વિનવું રે, નમી નમી લાગુ પાય,
દેવી માતાને જાઉં બારણે, મારાં પાપ કપાય. ધન્ય છે. ૪
વટવા ગામની દેવી તું તો, મારી રાખોને લાજ.
શરણે આ સેવક આવીઓ, રાખો ચરણ કમળ પાસ. ધન્ય છે. ૫
દાસ મણીભાઈ પાયે નમે રે, છે તારા દાસનો દાસ,
બાંય ગ્રહ્યાની લજ્જા રાખશો, મુને તમારી આશ. ધન્ય છે. ૬

## ( આજ વહેલાં નીશાળે આવજો ) (૨)

ગોખની સોભા સારી, દેવી માતા ગોખની સોભા સારી. ટેક.
સેવા કરે તેને મહા સુખ આપે, સહાય કરે દેવી માતા. દેવી મા. ૧
સોના રૂપાનાં માને છત્ર બિરાજે, દીસે જયોત ઝમકારી દેવી મા. ૨
ખડગ ત્રીસુર માને ગોખે ઘણેરાં, રત્ન જડીત ચળકાવી. દેવી મા ૩
શણગાર પહેર્યા માએ સોળ શોભીતા, નાકે વેસર વાળી. દેવી મા. ૪
સોલકીની સોભા રાખી, નર ઠીધો હુંતી નારી. દેવીમા. ૫
દાસ મણીભાઈ કહે મૈયા મારે, મોટી છે ઓથ તમારી. દેવીમા. ૬

## ( કામ છે દુષ્ટ વિકારી ) (૩)

સહાય કરોને હમારી, અહા માતા સહાય કરોને હમારી.
આવ્યો હું શરણ તમારી, અહા માતા સહાય કરોને હમારી.

ભવના સાગરનો પાર ન આવ્યો, દારૂણ દુઃખ બહુ ભારી. અહા.
કોટીક જન્મનાં પાપજ મારાં, ટાળોને માતાજ મારો. અહા.
દેહી ધરી મેં કંઇ નવ કરીયું, ભકતી થઇ ન તમારી. અહા.
માતા હું તો ગુનેગાર તમારો, શી ગતી થાશેજ મારી. અહા.
નમન કરૂં હું માતાજી તમને, ઉતારોને ભવપારી. અહા.
કૃપા કરી આપો શરણુ તમારો, તો સદગતી થાયજ મારી. અહા.
ભવજલ તારો કષ્ટ નિવારો, દેહી બંધન છોડો ભારી, અહા.
હું અપરાધી દાસ તમારો, તસ્તી આપુછુ ભારી. અહા.
આરે કાયાનો નહિરે ભરોંસો, જોઉછું નજરે નિહારી. અહા.
ધન્ય છેરે માતા હો સુખ ધામી, દાસ સોમેશ્વર કહે નામી. અહા.

## ( કાનુડો શું જાણે મારી પ્રીત. ) (૪)

દાસને આશા તમારી એક, માતા મારી વારે ચઢો. ભવજલ
તરવાની આસ અમારી. માતા.
કાપો દુઃખ સેવકનાં માતા, કાપો કરરરરરે. સેવકને આસા.
ભવ દરીઆથી મુજને મુકતજ કરજો માતા.
ભવજલ તરવાની આસ તારો તરરરરરે સેવકને આસા.
કુપંથ તજી સુકમ પંથ સુજાડો માતા,
દુઃખ હરોને મોરી માત હરસ્યો હરરરરરે. સેવકને આસા.
ગરીબ જાણી દયા કરજો માતા,
સેવકનાં છો પ્રતીપાળ માતા તરરરરરે. સેવકને આસા.
દાસ સોમેશ્વરની વીનતી ઉર ધરશો માતા,

ઉગારો બળતાં દવમાંથી માતા ઉગારો અરરરરરરે. સેવકને આસા.

( કલ્યાણ ) ( ૫ )

**શ્રી** સેવકના પતિ, દેવી છે અગમ ગતી;
આપને પ્રણામ કરૂંછું, આપો સુભ મતિ,
વટવા ગામની દેવી મમમાતા, માતાજી સુખધામ;
શું સેવકપર મહેર કરીને, દરશન દેસો આજ. શ્રી સેવકના.
આમ ગામના સેવક આવે, સુણી આપનું નામ,
પતિત પાવન અધમ ઓધારણ, હો સર્વાત્મા સ્યામ. શ્રી સેવકના.
દાસ તમારા અરજ કરેછે, બેઉ કર જોડી આજ,
સેવક આવે સરણે માતા, રાખો તેમની લાજ. શ્રી સેવકના.
આપતણા આં સેવક ઉપર, કરજો માતા મહેર,
સ્તુતિ કરીએ માતા મારી, દીન દીન આનંદભેર. શ્રી સેવકના.

ગરબો.

વૃંદાવનમાં રંગીલો સ્યામ ખેલે. (૬)

વટવામાં તો દેવી માતા ગાજે, ત્યાંતો ઇંદ્રપુરી સમછટા ટેક.
બનીછે લહેર, આનંદભેર, ખુશી ઘેર ઘેર ઠેર,
સાખી— ભાદરવાની આઠમે, થાય છે ભેગા લોક
સુદી આઠમની રાતને નોમનું પ્રભાત.
તો દીનની સોભાને બલીહારી,
મોટો ઓચ્છવ બને છે આનંદકારી,

સાખી— ફુલો તાલ મૃદંગને, ભુગોળોનો ભણકાર.
ધમકોર ધરણી ડગે, માણુસ તણો નહી પાર.

જવા ઇચ્છે છે ભકત મોટા જન
જવા ઇચ્છે છે લોકો કેરાં મન

સાખી— તે દીનની સોભા તણો, કવી ન કરે વીસ્તાર.
સજન જનોને ભજન છે, નવ સમજે શુમાર.

બને આનંદમાં પ્રેમ મગન.
તેવા દીવસ છે ધન્ય ધન્ય.

સાખી— સેવક સઉ દરકોઇના, આવે છે આસન
દરસનથી પરસન કરે નીર્મળ સઉનાં મન

આવે નરનારી માતાને આસન
આવનાર કેરાં મન છે પ્રસન્ન,

સાખી— સદ ભાગ્ય માતાજી તણું, દેવળ તો જોવાય
ધન્ય ધન્ય જે નરનારને, માતાજી તણા ગુણગાય

જે કોઇ ગરબો પ્રેમ કરીને ગાસે
તેનાં પાપ પલકમાં જાસે

સાખી— વહાલાં જન વિરલા, ખુધી માન ગણાય,
નરનારીને વીનવું, માતાજી ચરણે જાય.

ટાળે તન કેરાં તાપ.
કાલાવાલા કરો કરજોડી.

સાખી— ગરબો ગાવે પ્રીતથી, દાસ તણો આ દાસ.

માતાજી ચરણુ મણીભાઇ કહે માતા તમારી આસ.
જે આ પ્રેમ કરી ગરબો કોઇ ગાસે.
તેનો સેજમાં વૈકુંઠ વાસ જાસે.

## ( ગરબી )માઢ (૭)

કોણ છે કળીમાં સાચું,—બાળા વિના કોણ છે કળીમાં સાચું.
ત્રિભુવન તારણુ તારો છું દાસ, અન્યને માતા નહિ જાચું. બા૦
જગત જનુની દેવી માતા, આઇ વિના સરવે કાચું. બા૦
પ્રેમે જેણે પોષણુ કરી વાળ્યાં, તેને પલ્લે જઈ બાઝું. બા૦
જઠરાંએ જનુનીને બાળવોઓ, નાભિ શીશ નારયણો નાચું. બા૦
સદા સેવક શકિત છું હું તમારો, દેવી માતાને બળે ગાજું. બા૦
મણીભાઇ કહે બાળા ન શેવે, બાળજો તેનું ડાચું. બા૦

## ( રાગ ઉપરનો ) ( ૮ )

બાળા તણી લ્હે લાગી—મારે મનં, બાળાતણી લ્હે લાગી.
દેવી માતા તે દીનદયાળી, શરણું લેઉ શકતી માગી. મારે૦
ત્રિભુવન તારણુ અધમ ઓધારણુ, ભજતાં ભાવટ ભાગી. મારે૦
ભકત વત્સછળ ભવાની મંન ભાવે, ભકિત એ ઉલટ જાગી. મારે૦
મંન મારૂ માજી તુંજમાં પરવ્યો, જાણે રહું સંસાર ત્યાગી. મારે૦
મણીભાઇ તારા દાસનો દાસ છે, ભકતી લેઉ માતા હું માગી. મારે૦

## ( કામ છે દુષ્ટ વિકારી) (૯)

દરશન દોને આ વારી. અહા માતા દરસન દોને આ વારી.

ભવના દરીયામાં મુજને લાગ્યો, સૃષ્ટી તણો ઘા અકારી, અહા.
કરમે લખેલા લેખજ મારા, નહિ વિધાતા ફેરવનારી. અહા.
બહુંરે થયા માતા દોષ મારાથી,તે સરવે ટાલોને માતા હમારી અ.
હુંતોરે સમજ્યો પાપી સંસારા, ઝટપટ લ્યો મુને તારી. અહા૦
ઝાઝુરે શું કહું માતાજી મારી, કહેવાની રહી નથી બારી. અહા૦
શરણે લેજો કૃપા કરી કરોને, આશા છે એક તમારી. અહા.
દાસ સોમાભાઈ પાએ નમે છે, માતા તમપર હુંજાઉવારો. અહા.

## (ગરબી) ( ૧૦ )

મારી દેવી માત દરસન કરવાને, માનો જોવા સરખો ચોક
ચાચર ફરીએ દુખડાં હરીએ માના ગુણલા ગાઇએ.
દેવી માતનું નામ સમરતાં ઘણુંજ સુખીયાં થઇએ. દરસન.
આઇ અજાઇ ગણુપતી ભૈરવ, ત્યાં બેઠાં હરસીધરે
પંચ તીરથની પુજા કરતાં, પામે છે નવનીધરે. દરસન.
ત્રણ મૈલ તીરથ છે મોટું, ધનંપાળેશ્વર મહાદેવરે,
સોમવારની પુજા કરતાં, થાએ પ્રાશ્ચિત નાસરે. દરસન.
પંચ તીરથની પુજા કરતાં, દેહીનાં દુખડાં વામેરે,
સોમાભાઈ કહે ભગવતી સેવતાં, પુરણ પદવી પામેરે. દરસન.

## ( રાગ માઢ ) (૧૧)

માએ સોનાની માંડવી બનાવી, દેવી માતા ગરબે ખેલો મતવાલી
ભાદરવા અષ્ટમીની રાત અજવાળી, દેવી માતા ગરબે ખેલો મત.

પ્રથમ સમરૂરે સરસ્વતીમાય, ગુણ સેવક તમારા ગાય. દેવી.
કડાંરે ચિત્રને મોરલા સોભે, મોટા મુનીવરના મન લોભે. દેવી.
આગળ પુષ્પનાં તોરણ લ્હેકે, અગરચંદનનાં ધુપ બહુ બહેકે. દેવી.
આવીરેચોસઠજોગણીઓજોવા, ભેરવ આવ્યાછે બાવનભોગ લેવા. દેવી
ફરે ફુદડીને અંગ હલાવે, પગ માંડેને ધરતી ધ્રુજાવે. દેવી.
માજી વેદની માતા કહાવો, ચાચર ચરએ રમવાને તમે આવો. દેવી
આવ્યાં વડુચીને વારાહી, દેવ સાથે દુર્ગાબાઇ. દેવી.
બ્રહ્માં હંસે ચઢીને ત્યાં આવ્યાં, સાથે સાવિત્રિને તેડી લાવ્યા. દેવી.
કમળા આવ્યાં કૃષ્ણ કેરી સંગે, વિષ્ણુ વાંસળી વગાડે બહુ રંગે દે.
ઉમીઆ આવ્યાં શીવજી કેરી સંગી, શંકરડમરૂ વગાડે બહુરંગે. દે.
રૂષી સહસ્ત્રઅઠાસી ત્યાંઆવ્યાં, સાથે રૂષી પત્નીનેતેડા લાવ્યા. દે.
પટેલ મણીભાઈતારાદાસનો દાસછે, રાખો ચરણકમળ કેરી પાસ. દે.

## રાગ. પુનમચાંદની (૧૨)

સોભે દેવી માતાનો ચોક બહુ રળીઆમણોરે,
વસીઆં જગત જનુની ત્રિપુરારો શ્રી મહાંમાય.
ચાલો હળી મળી સરવે દેવીમાને પુજવારે, ટેક.
ગાઓ ગરબા સરવે ઉલટ ધરી મનમાંય. ચાલો૦
સાખી— સિહાસન પર સોભીતાં, ભગવતી જગ કીરતાર.
અલકાર બહુ ઓપિતા, ધર્યાં સોળ શણગાર.
સામે શંભુ વામે વારાહી બીરાજતાંરે
વસતાં આસપાસના બટુક ભેરવ ગણેશ. ચાલો૦

સાખી— ક્ષણુભંગુર આ દેહ છે, જેનો નહી વિશ્વાસ,
પળમાંહે તે ડગમગે, રહે મનમાં સૌ આસ,

જે છે સરવ જગતનો તત્વ સાર તેં સોધીનેરે,
જાણો સમજી લેવો અમુલ્ય સમયનો વ્હાર ચાલો.

સાખી— માયા જગજંજાળમાં, વીટાળ્યાં સૌ લોક.
જુઠું છે તે જાણીને, અંતે સર્વે ફોક.

એવું સમજી શેવા સ્મરણ કરીએ ભાવથીરે,
રાખી ટેક ભજનથી તરીએ ભવજલપાર. ચાલો.

સાખી— શિવ વિષ્ણું ત્રિ્ી દેવ સહુ, ભજતા નિત્યે નામ.
આદી શકતી નારાયણી, આપે વાંચ્છિત કામ.

નમી નમી નામ નિરંતર મુખથી સર્વે ઓચરેરે,
નિત્ય નિયમ ધરીને જય જય દેવી. ચાલો.

## ગરબી. રાગ. માઢ. (૧૩)

રંગમાં આંખડી રાતી, આજ માની રંગમાં આંખડી રાખી ટેક.
ગુણવંતી મા ગોખે બીરાજો. મદભરી મદમાતી. આજ.
વાઘ તણે વાહન ચઢીને, દૈત્યોના સામુ ધાતી, આજ.
કહે સોમાભાઇ જે ભાવે ભજશે, તરવાર તેની તાતી, આજ.

## રાગ. ઉપરનો (૧૪)

રંગમાં દૈત્યોને રોળયાં આજ માએ રંગમાં દૈત્યોને રોળયા.

માર્યો તે શુંભ નિસુંભ મતવાલો, ધરણી ઉપર ઢોળયાં. આજ.
માર્યો તે મહિસાસુર મતવાલો, ચંડ મુંડહ્નેને ચોળયા. આજ.
પડયો પડયો પોકાર કરે છે, ત્રિસુળ ઉપર તોળયા. આજ.

## શ્રી દેવી માતાના મહિના. (૧૫)

કે મુજ પર મહેર કરો માજી. ટેક.
કારતક કરૂણા કરો માજી, ગુરૂગમ ન મળે છું પાજી.
તારા ગુણ ગાવાને રાજી, કે મુજ. ૧
માગસરે માન રાખો મારૂં, સેવન કરૂં રાત દિવસ તારૂં.
એતો જન્મ મરણ ટળ્યા સારૂં, કે મુજ. ૨
પોષે તો પ્રેમ ઘણો રાખું, દિવસ રેણી એક વાર ભાખું.
સદાએ જાપ હૃદયમાં જાપું, કે મુજ. ૩
મહા એતો મહા મોટું કામ, ભવો ભવ તરવાનો ઠામ.
લેશે વટવાંત્રાળીનું નામ. કે મુજ. ૪
ફાગણ ફળફળતી હોળી, પહેર્યાં માએ નવરંગ ચીર ચોળી.
કેસર બહુ છાંટ્યાં છે ઘોળી. કે મુજ. ૫
ચૈતર ચેતનમાં રહીએ. દોહીલા દીન ખપ્પરના કહીએ.
પરમ સુખ માગીને લઇએ. કે મુજ. ૬
વઇશાખ વાટ જુવે નારી ધન્ય ધન્ય પાવાગઢવાળી,
ગરબે રમવા આવો મહાકાળી. કે મુજ. ૭
જેઠ તો જ્યોત બળે ઝાંઝી, રહયા શશી ભાનુ પ્રકાશી,

ધન્ય ધન્ય તે પુરનાં વાશી. કે મુજ

અશાડે આશા ઘણી રાખી, રહયો સદા શકતી ઉપાસી,
આવો લ્હાવ કો લેશે ચાખી. કે મુજ. ૯

શ્રાવણ સદાએ સુખકારી, આખો માસ પુજન થાય ભારી.
સેવક જન પળ પળ જાળવાભી. કે મુજ. ૧૦

ભારે માસ ભાદરવો કહીએ, રાધાષ્ટમીનો દન રૂડો લઇએ.
માજીનાં મેળામાં જઇએ. કે મુજ. ૧૧

આસો માસ ગરબા ગાઉ ભારી, નવિન રાત નવરાતર સારી
તેમાં વદી ચૌદસભારી. કે મુજ. ૧૨

ઓગણીસે અડસઠ સાલ જ્યારે, બાર માસ પુરણ કીધી ત્યારે
મીતી વૈશાખ સુદ અગીઆરસ રવીવાર. કે મુજ. ૧૩

અધીક માસ અધીક કરી દીજે રૂઠી દીપ નૈવેદથી રીઝે,
નરોતમ વીનતી ઉર લીજે. કે મુજ. ૧૪

## થાળ વખતે ગાવાના ગરબા (૧૬)

થાળ

આરોગો માતાજી મોરી માય, જેમ જન તારા સુખીઆ થાય. મા.
કનક કશાળ ગંગા જળ ભરી, માતાજી આગળ ધીરજ ધરી,
દ્રાક્ષ ચારોળી બદામ અખરોડ, પસ્તાં લીંબુને પાકાં બોર,

શિંગોડાં સાકર શેલડી, ખડબુચ આંબા કાકડી,
મગના લાડુને ઘેબર સાર, પેંડા ઘારીને દુધપાક,
ખારાં તીખાંને તમતમાં, આદુ લીંબુને માંહી કરમદ઼ ઘણાં,
શ્રીફળ આઇજી લેજોરે ભોગ, અનેક અનેકના સર્વે સંજોગ,
ખીર ખાંડ ઘૃત પોળી સાર, આરોગો માતાજી કંસાર.
લેચી લાપસાંને ચુરમાં, વડાં વેઢમીને શાકજ ઘણાં
દાળ શાક ઘૃત પુરણુ કરી, આરોગો માતાજી ચિતધરી,
કેશર કર્મજ ભર્યાં ભરપુર, જીરા રસ માજી જમીએ કુર.
દુધ કડયાં લેઇ આગળ ધર્યાં, ઘુંટ ભરીને માએ આચમન કર્યાં
આરોગી ઉડયાં મોરી માય, જુઠ રહયાં તે જન માગી માગી ખાય
સિંહાસન ઉપર સુંદરી, બેઠાં માત સકળ પરવરી,
બહેકે બરાસે બીડી કરી, આનંદે માએ મુખમાં ધરી,
એક એક આગળ ઢાળે વાય, એક એક આગળ નૃતજ થાય,
વાગે પંચ શબ્દ નિશાન, ભરે ભુંગળ વાગે પરીમાણુ,
સકળ મનોરથ પુરો મોરી માય, બેઉ કરજોડી તમ દાસજ ગાય

૧૭

મહંમાયા મહંમાયા, દેવી બ્રંહ્માણી રૂદ્રાણી મહંમાયા, ટેક.
સતયુગ દ્વાપર ત્રેતા કળીયુગ, કોઇએ ભેદ ન પાયા. દેવી.
બ્રહ્મા વેદ ભણે તોરે આગે, શંકર ધ્યાન ધરાયા. દેવી.
નારદ નૃત્ય કરે તોરે આગે, કાનુડે બેન બજાયા. દેવી.

કર દુલભ સુર્લભ એ મૈયા, સોમાભાઇ જસ ગુણ ગાયા. દેવી.

૧૮

પ્રાતસકાળે કરૂણાવતી, મા તારૂ કન્યા સ્વરૂપ,
તે જે ત્રિભુવન મોહી રહ્યા, મોહ્યા ભલારે ભુપ,
છેડે વળગ્યો છું માત શ્યામને, માતે મેલ્યો કેમ જાય,
અંબા મેલ્યો કેમ જાય, આરાસુરી હોરાય, ગરૂવા ધડની હોરાય,
માહા મતવાલી હોરાય, કર સાહીને કરૂણા કરો, ટેક. ૧
મધ્યાને મછર ઘણો, માહા મતવાલી હોરાય,
ચોસઠ કુંપા મદે ભર્યા, પાન કાંજે મોરી માય, છેડે વળગ્યોછું ૨
સાયંકારે સુંદરી, મા તારૂ વૃધ્ધ સ્વરૂપ
ચોળી પહેરી ચંપાવતી, પહેર્યાં દક્ષિણનાં ચીર,
ઉભાં સરસ્વતી તીર, છેડે વળગ્યોછું માત. ૩
મહિસાસુરનેરે મારવા, ચટપટ ચાલ્યાં હોમાય,
અવની ભારેરે ધ્રુજી રહી, શેષે રહ્યા નવ જાય. છેડે ૪
તારૂ ધ્યાને સુરીનર ધરે, મુનીવર જપતારે જાય,
તેને ધ્યાને આવો નહિ, કાલાં ઘેલાં માત, છેડે. ૫
જે ગાએ જે સાંભરે, તેનો અંબામા પુરે આસ,
દાસ મણીભાઇ એમ ભણે છે, રાખો ચરણની પાસ.
આપો અવિચળ વાસ, છું તારા દાસનો દાસ. છેડે. ૬

૧૯

( દેવી માતામાં ગવાય છે તે આરતી )

જે ઉદીયા શકતીમા જે ઉદીઆ શકતી. અખંડ બ્રહ્માંડ નિપાવ્યાં
પડવે પંડીતમાં. જયો જયો મા જગદંબે
દ્વિતિઆ બે સ્વરૂપ શીવ શકતી જાણું મા શીવ.
બમા ગુણપતી ગાએ (૨) હરિ ગાએ હરમા. જયો જયો૦
ત્રતિઆ ત્રણ સ્વરૂપ, ત્રિભુવનમાં બેઠાં મા ત્રિભુવનમાં બેઠા
દયા થકી કરવેણી (૨) તું કરવેણી મા. જયો જયો૦
ચોથેચતુરમહાલક્ષમી,આઈસચરાચરવ્યાપ્યાં મા સચરાચર વ્યાપ્યાં
ચાર ભુજ ચોદિશમાં (૨) પગટયાં દક્ષિણમાં. જય જય૦
પંચમી પંચ રૂષી પંચમી ગુણ પધા મા પંચમી,
પંચ તત્વ ત્યાં સોહીએ, (૨) સરવે તત્વે મા. જયો જયો૦
છઠે તું નારાયણી મહિસાસુર માર્યો મા. મહીસાસુર.
નરનારીનાં રૂપે (૨) વાપ્યાં સઘળે મા. જયો જયો૦
સપ્તમી સપ્ત પાતાળ સાવિત્રી સંધ્યા મા સાવિત્રી,
ગૌ ગંગા ગાયત્રી (૨) ગવરી ગીતા મા. જયો જયો૦
અષ્ટમી અષ્ટ ભુજા આવી આનંદી મા. આવી,
સુનીવર સુનીવર જન્મ્યા (૨) દેવ દક્ષિણમાં જયો જયો૦
નવમી નવકુળ નાગ, શેવે નવ દુર્ગા મા. શેવે,
નવરાત્રીનાં પુજન, શીવરાત્રીનાં અરચન કીધાં હર બ્રહ્મા. જયોજયો

દશમે દશ અવતાર જય વિજીઆ દશમી મા. જય.
રામે રામ રમાડયા (૨) રાવણુ રોળયો મા. જયો જયો૦
એકાદશી અગીઆરસ કાત્યાયની કામા મા. કાત્યા,
કાપ રક્ષા કાળીકા (૨) શ્યામાને રામા. જયો જયો૦
બારશે બાળારૂપ, બહુચરી અંબા મા બહુ,
બટુક ભેરવ સોહીએ, કાળ ભેરવ સોહીએ, તારાં શેતુજ મા. જયો.
તેરસે તુળજારૂપ, તમે તારૂણી માતા મા તમે,
બ્રહ્મા વિસ્નુ માહેશ્વર (૨) ગુણ તારા ગાતા. જયો જયો.
ચૌદસે ચંચળ રૂપ. ચંડી ચામુડા મા ચંડી,
ભકતી ભાવ કરી આપો ચતુરાઇ કરી આપો સીંહવાહની માતા જય.
પુનમે કુંભ ભર્યો સાંભળજો કરૂણા મા. સાંભળજો.
વષીષ્ટ દેવે વખાણ્યો મારકુંડ દેવે વખાણ્યો ગાઇશું રે લલીતા જયો.
સંવત સોળે સતાવને, આઇ સોળસેં બાવીસમાં સોળસેં,
સંવત સોળમાં પ્રગટયાં (૨) રેવાને તીરે. જયો જયો૦
તાંબાવતી નગ્રી આઇ રૂપાવતી નગ્રી મા. મછાવતી નગ્રી,
સોળ સહસ્ત્ર ત્યાં સોહીએ (૨) ક્ષમા કરો ગવરી. જયો જયો૦
શીવ શકતીની આરતી જે કોઇ ગાસે મા. જે ભાવે ગાશે,
ભણે શીવાનંદ સ્વામી (૨) સુખ સંપતી થાશે કૈલાસે જાશે. જય૦

## રાગ. કલ્યાણ (૨૦)

અહો વડીલ બંધુઓ, સુણજો તમો,

પ્રણામ પ્રણામ પ્રણામ, કરી વિનવું અમો. (અહો)

દેવી માતાના ગુણ ગાવાને, આપી બુદ્ધિ દયાળ,
દેવી માતાની કૃપા વડેથી, પુરી થઇ મુજ આશ. (અહો)

પીંગળ હું ન જાણું માટે, નવ કહાવું કવીજન,
મતી અલ્પ બુદ્ધિથી રચીઉં, હર્ષ ધારો મન. (અહો)

ભુલચુક હોયતો માફી કરશો, નવ દેશો મુને દોષ.
પા. મણીભાઇ શરણે રહીને, પ્રણામે વારંવાર,
વૈશાખ સુદી પુનમને, ઓગણીસેં અડસઠ સાલ. (અહો)

